ॐ

# નિમંત્રણ પત્રિકા.



લખનાર:—

જે. કે. શર્મા.

છપાવી પ્રસિદ્ધ કરનાર—
પટેલ મોરારભાઇ જેઠાભાઇ
સ્યાદલા પો. સાયણ તાલુકા ઓરપાડ જી. સુરત.

ત બરાનપુરી ભાગળ ઉપર આવેલા શ્રી 'અનાવિલ' પ્રિન્ટીંગ
પ્રેસમાં ગોવિંદજી ડાહ્યાભાઇ નાયકે છાપી.



"सत्यंपरंधीमही"

-' तत्रयत् सत्यं मधर्मो योधर्मः सप्रकाशो"

"यः प्रकाश स्तत् सुखमिति तत्रयद"

"नृतं सोऽधर्मो योऽधर्मस्तत्त"

"मो यत्तम स्त दुःखमिति"

( જ્ઞાનમંદિર )

જે જગ્યાએ સત્ય છે, ત્યાં ધર્મ છે. ત્યાં પ્રકાશ છે, અને જ્યાં પ્રકાશ છે ત્યાં સુખ છે: અને જ્યાં અસત્ય છે, ત્યાં પાપ-અધર્મનો વાસ છે, અને જ્યાં અધર્મ છે, ત્યાં અંધારૂં છે, અને જ્યાં એ અંધારૂં છે ત્યાં નિશ્ચય દુઃખજ છે.

"सत्यमेव जयते नानृतं"

# નિમંત્રણ પત્રિકા.

સત્ય પ્રીયઆત્મન્ સ્નિગ્ધબંધુ !!!

નિમંત્રણ શબ્દ દગ, કર્ણગોચર થતાં, હૃદયકમળમાં કુતુહળ ઉદ્દભવી અનેક શંકા થવા સંભવ છે, આ નિમંત્રણ શા માટેનું ? શા હેતુનું ? નિમંત્રણ એટલે શું ? ઇત્યાદિ શંકા પ્રશ્નોના ઉત્તર સ્વાર્થમય વૃત્તિથી મેળવતાં પહેલાં, સંપૂર્ણ વિવેક દષ્ટિથી આ પત્રિકા વાંચી મનન કરી નિંદીધાસથી હૃદયમાં સ્થાન આપવા પ્રવર્ત થતાં, આનો અર્થ સહ સમજાશે.

આ પત્રિકા આલેખવામાં વિશ્વના કહેવાતા સ્વાર્થની કિંચિત્ ગંધ નથી, તેમ અનિત્ય અને અસુખમય દૃશ્ય વિશ્વની સ્મૃદ્ધિના લાભો નથી. પણ આર્ય સંતાનો તત્ત્વજ્ઞોએ જીવનપર્યંત સતત અથાગ પરિશ્રમથી મેળવેલું સર્વોન્નતિના મૂળ રૂપ, અત્યૈત્તમ સર્વોત્કૃષ્ટ ઉપકારમય કૃપાનું ફળ છે. જે મનુષ્ય જન્મની સર્વોન્નતિરૂપ સાફલ્યતાનું સર્વ તત્ત્વચીંતવનનું, અંતિમલક્ષ્ય બિંદુ સ્થાન છે. એની પ્રાપ્તિ જે વિશ્વ સંચાલકના*શાસને મનુષ્ય કર્તવ્યાદિથી થાય છે, એજ સ્થાનરૂપ અલભ્ય લાભ મેળવવા માટેનું સ્વહિતનું આ નિમંત્રણ છે.

આ નિમંત્રણ સ્વીકાર કરતાં, જો આ વિશ્વમાં સ્વનિર્મિત માયામય અંધકારમાં પ્રકાશ, સુખાભાસમાં સુખાનંદ, બંધનમાં મુક્તતા, અસત્યમાં સત્યતા માની, જગતની પ્રાપ્ત સુખ સ્મૃદ્ધિમાં મોઝમઝા માની મનુષ્ય જન્મની અહોભાગ્યતા—સાર્થકતા ગણી હોય તો, આ નિમંત્રણ સ્વીકારેલું, નહિં સ્વીકારવા તુલ્યજ છે એમ જરૂર સમજજે.

પણ જો આ ભેદમય વિશ્વમાં, અનિત્ય અને અસુખ ભરેલ સ્મૃદ્ધિ સાહિત્યમાં, ઇંદ્રિય લાલસાદી ભોગવિલાસ, રોગ, શોક, ભય, કલેશના સંપાદક અનિત્ય સુખાભાસ રૂપ છે. તેવીજ અન્ય પારલૌકિક સ્મૃદ્ધિ, ઉત્તરોત્તર બલવતિ છતાં તે પણ સત્ય સુખરૂપ નથી.

જો એવી માન્યતા થઇ ઐહિક—પારલૌકિક—લોક સ્થાન માન, ધનાદી સુખ સ્મૃદ્ધિની તૃષ્ણામાં નૈરાશ્યતાને સ્થાન આપી મળેલા લોક સ્મૃદ્ધિ સાહિત્યમાં રહી ઉપભોગ કરતાં કાંઇક સમય બચાવીને સ્વકર્તવ્યાદિથી સત્ય સુખાનંદમાં તરબોળ થવા ઇચ્છા ઉદ્દભવતી હોય તો

આ પત્રિકાનાં નિમંત્રણે નીચેના સિદ્ધાંત સાહિત્યને સ્વીકારીને વિશ્વના મૂળ કારણરૂપ વિશ્વનિયંતાને માર્ગે વિચરવા ઉત્સુક થયેલા વિશ્વબંધુઓના સમુહવાળા વિશ્વમંદિરમાં પધારવા વિજ્ઞપ્તિ છે.

---

**પ્રથમ સિદ્ધાંત**—પરબ્રહ્મ-વિશ્વનિયંતાનો "જય" સ્વીકાર કરવો પરમ મુખ્ય સિદ્ધાંત છે

આ દૃશ્ય વિશ્વનું મૂળ કારણ, જે ઉત્પત્તિ, સ્થિતિને લય કરનાર, સનાતન પૂર્ણ સત્તા છે. અર્થાત્ જેની સત્તા નીચે કલ્પારંભે આ બ્રહ્માંડ આદી અદ્‌ભૂત પ્રપંચ રૂપ વિશ્વ ઉદ્‌ભવે છે. કલ્પાંતે સમગ્ર લય થાય છે અથવા જે અલૌકિક અનંત શક્તિમાંથી આ દૃશ્ય સર્વની ઉત્પત્તિ થઇ, તેના આધારથી સ્થિત રહી અંતે અંદર લય થાય છે. એજ વિશ્વના સંચાલક વિશ્વનિયંતા મૂળ કારણ ઇશ્વર છે.

એ વિશ્વના નિયંતા ઇશ્વર તે મારૂં સર્વસ્વ છે, જેથી તેની આજ્ઞા તેજ ધર્મ-મારૂં કર્ત્તવ્ય છે, અને એની સંનિધી-પ્રાપ્તિ એજ મારૂં પરમ ધન છે.

એ સિધ્ધાંતનો સ્વીકાર કરીને એ અનંતના અનંત શક્તિરૂપ અનંત સ્વરૂપોમાંથી—વેદ પ્રતિપપાદન સિધ્ધાંતે શાસ્ત્ર તત્ત્વજ્ઞોએ અનુભવે સાક્ષાત્કાર કરેલા—પંચાયતન પરબ્રહ્મ સ્વરૂપમાંથી તેની તેના શાસ્ત્રસિધ્ધ અવતારોમાંથી કોઇ પણ એકને ઇષ્ટ માની વેદાંત ધર્મના શાશ્વત તત્વોને તેમાં આધારભૂત રાખીને સ્વધર્મ માર્ગદર્શક ઇષ્ટ જય સ્વીકારવો—પ્રથમ કર્તવ્ય છે નેને વિશેષ ઉપાસનાનો વિષય બનાવવો તેની સંપૂર્ણ સત્તા ધર્મએ આપી છે એમાં વિશ્વવ્યાપક સિધ્ધાંતે વધવા જે મૂળ કારણ પરબ્રહ્મ છે તે મુળ કારણનાં સર્વમાન્ય તમામ આર્ય્ય સંપ્રદાયો

જેને પવિત્ર માની સર્વથી આદિ ઉચારે છે. જે નથી માનતા તે આર્યત્વનો દાવો કરી શકતા નથી. એવા એકાક્ષર સ્વરૂપ ॐ પ્રણવની ઉપાસના વિશ્વમંદિરમાં સર્વ આત્મનૂ બંધુસહ સહિષ્ણુતા પૂર્વક કરવી અને પછી ઉર જણાવ્યા મુજબ અધિકારાનુસાર સ્વ સ્વ ઇષ્ટ (જેનું મૂળ પ્રણવ છે તે) ની સ્વગૃહ મંદિરમાં કરવાની ધર્મ છૂટ આપે છે.

( અન્ય ધર્મના આસ્તિક જનો માટે પણ માંગ્લિકનો જય સ્વીકાર કરવો ) એ પરમ મુખ્ય સિદ્ધાંત છે )

**બીજો સિદ્ધાંત.** મૂળ કારણ ઇષ્ટનું શરણ છે.

સનાતન ધર્મમાં અનંત દિવ્ય પરબ્રહ્મની વિભુતિઓથી ધર્મક્ષેત્ર દિવ્ય આત્માઓનું અદભૂત લીલાક્ષેત્ર બનેલું છે. આ દિવ્ય વિભુતિઓમાં ઇશ્વરી અવતારો ઋષિ, મુનિ, આચાર્ય ગુરૂ સંત. ભકત આદીનો સમાવેશ થાય છે. એ દિવ્ય વિભુતીઓ આધ્યાત્મિક શકિતના પ્રકટી કરણ રૂપ વેદાંતના નૈતિક સિદ્ધાંતોને સ્વચરિત્રથી પ્રકટ દર્શાવ-નારા અનુભવના સમજી સમજાવનારા દિવ્ય પ્રકાશથી મુમુક્ષુના જીવનમાં વિકાસ કરનારા છે. આ સર્વમાં ઇશ્વરી અવતારોની મહાનતા છે. જેથી ઇષ્ટનું શરણ ઉપરોકત હેતુથી સ્વીકારી અન્ય સર્વ દિવ્ય વિભુતિઓમાં પૂજ્ય ભાવ રાખી ધર્મબોધ ગૃહેવાની ધર્મમાં વિશાળતા છે. જેમ ઉપરોકત વિભુતિ સ્વરૂપોમાં પૂજ્ય ભાવ રાખવાની ધર્મમાં છુટ અપાયલી તેવીજ છુટ અન્ય દેશોમાં અન્ય ધર્મ માર્ગમાં ઉપરોકત ધર્મના સિદ્ધાંતને પ્રકટ કરનારી વિભુતી સ્વરૂપોમાં પણ પૂજ્ય ભાવ રાખવાની છુટ અપાયલી છે એ રીતે પરબ્રહ્મસ્વરૂપ ઇષ્ટ સ્વમાર્ગ દર્શક આચાર્ય શરણ થવું એ બીજું કર્તવ્ય છે. શ્રુતિ સ્મૃતિમાં પણ સત્ય ગુરૂના અભાવે એવી આજ્ઞા છે તેમ **सर्वधर्मान्युरित्यज्य, अनन्यश्चितियंतो**, ઇત્યાદિ સ્પષ્ટ રીતે સ્મૃતિ અપાયલી છે.

**ત્રિજો સિદ્ધાંત** "મૂળ કારણ પરબ્રહ્મની જે આજ્ઞા તેજ મારૂં ધર્મ કર્તવ્ય છે"

મૂળ કારણ જેમ અનંતને અનાદિ છે તેમ તેનું શાશન પણ અનંતને અનાદિ છે. મૂળ કારણ સત્યને એકજ હોવાથી, સત્યમાં આખા વિશ્વને અવકાશ છે. અને મૂળ કારણ એકજ હોવાથી તેનું શાસન પણ સર્વત્ર એકજ છે.

જેમાં નિત્ય દિવ્ય અબાધિત, શાશ્વત વિશ્વવ્યાપક નૈતિક સત્યોના સાક્ષાત્કાર કરાયલા, વિશાળ અને ઉદાર સિદ્ધાન્તોના સમુહનો સંગ્રહ હોવાથી તે અનાદિ અનંત અપૌરૂષેય જેનો કોઇ પ્રમાતા નથી તેમ કોઇપણ વિશિષ્ટ વ્યકિતના વિચાર કે વચન કે જીવન સાથે તેનો સંબંધ નથી એવું ધર્મ સ્વરૂપ છે. જેથી વિશ્વમાંના પ્રચલિત સર્વ ધર્મોનું સ્વરૂપ આત્યંન્તિક ઐકયથી જોઇ એવાં વ્યાપક સ્વરૂપથી સાર્વભૌમિકત્વ ધર્મ થવાને દાવો કરી શકે છે.

અનાદિ સિદ્ધ સત્ય એક છે તેમાં સર્વ વિશ્વને અવકાશ હોવાથી વિશ્વમાં પ્રચલિત જે જે ધર્મો છે તે એકજ વસ્તુ પ્રાપ્તિના વીવીધ માર્ગો છે—વા—એકજ સત્યનાં ભિન્ન ભિન્ન પરિસ્ફોટ છે. સર્વમાં ન્યુનાધિક સત્યાંશ હોવાથી તે સર્વોત્કૃષ્ટ સત્ય પ્રતિ જવાના ભિન્ન ભિન્ન રૂચી વૈચિત્ર્યતાને લીધે અધિકારાનુસાર માર્ગો છે. એવી ધર્મની માન્યતા છે.

જેથી—અમુક વ્યક્તિ પર—સ્વધર્મની—કે—એક વ્યક્તિગત સિદ્ધાંતોની બરજોરીથી ફરજને પાડતાં વેદાંત ધર્મ—સર્વ ધર્મમાર્ગો પ્રતિ તેમ તેના અનુયાયીઓ પ્રતિ સહાનુભૂતિ ધરાવી વિશ્વબંધુત્વ દર્શાવે છે. અર્થાત્ વેદાંત ધર્મના વિશ્વવ્યાપક સિદ્ધાંતો જે ધર્મની ભૂમિકા

રૂપ બનીને અંતિમ લક્ષ્યને સ્વીકારનારા છે તે ધર્મને–તેના અનુયાયીઓને પોતાનામાં સ્થાન આપે છે.

એવી રીતે–વિશ્વવ્યાપક સિદ્ધાંતોવાળો વિશ્વધર્મ બંધુત્વ દર્શાવનારો ઇશ્વરી આજ્ઞા રૂપ જે ધર્મ છે તેજ મારૂં કર્તવ્ય છે

**ચોથો સિદ્ધાંત**—મૂળ કારણની આજ્ઞા જે ધર્મ કર્તવ્ય છે એજ કર્તવ્યથી–મૂળ કારણની પ્રાપ્તિ સંનિદ્ધી–ઐક્યત્વ એજ મારૂં પરમ ધન છે.

" વિજ્ઞાન દષ્ટિએ જીવાત્માની નિતાંત–માયાબદ્ધ જડ અવસ્થાથી આરંભી–વિશુદ્ધ ચિન્મય અવસ્થાની પ્રાપ્તિ સુધીના–લક્ષ્યરૂપ સોપાનોના ક્રમશઃ પ્રતિક્રમણ કરાવવાને–જીવાત્માના પ્રત્યેક અંશ સાથે મળીને જીવાત્માના જીવનરૂપ જે ધર્મ તૈયાર છે તેજ પૂર્ણ શ્રેયદાયી–કહી શકાય છે. જો એકાદ લક્ષ્યને દર્શાવી ધર્મ મૂક બનતો હોય તો જીવનું પૂર્ણમંગળ કરી શકે એમ ન કહી શકાય. તેમ તેના અનુયાયીઓ પણ એકજ અવસ્થા સીવાય ઉચ્ચ કે અન્ય અવસ્થા પ્રાપ્ત કરી શકે નહિં. એજ ન્યાયે વેદાંત ધર્મ ઇશ્વરી આજ્ઞારૂપ–ધર્મ જીવાત્માના અધિકારાનુસાર–તેના વિવિધ લક્ષ્યોને દર્શાવી અંતિમ લક્ષ્ય સુધી લાવી જીવના જીવન સ્વરૂપ બની પોતાની પૂર્ણતા દર્શાવે છે. ઇત્યાદિથી–ધર્મઆજ્ઞાના પાલનમાંજ મારૂં પરમ ધન સંનિદ્ધ થાય છે.

**પરમ પ્રાપ્તિ**—સર્વ ધર્મનું અંતિમ લક્ષ્યબિંદુ–વા–સર્વતત્ત્વ ચિંતવનનું અંતિમ લક્ષ્ય–એક છે ( પૂર્ણ થવું–દિવ્ય થવું પ્રભુને પામવું પ્રભુના દર્શન કરવાં,–સમીપમાં જવું–પ્રભુની શક્તિ મેળવવી. નિત્ય સેવન અનુચારી થવું–ઇત્યાદિ વીવીધ માન્યતા છતાં ) પૂર્ણત્વ બે નથી, એક છે. એવો સર્વમાન્ય સિદ્ધાંત છે.

એજ પૂર્ણત્વની પ્રાપ્તિ, પરમ ધન, મનુષ્ય જન્મની અહો-ભાગ્યતા—સાફલ્યતા કરનારૂં છે.

"હે!!! વિશ્વબંધુ!! એ ચાર સિદ્ધાંત સ્વીકારી, જો જન જન્મની અહોભાગ્યતારૂપ સર્વોત્કૃષ્ટ ધન પ્રાપ્તિ કરવાની ઇચ્છા ઉદ્દભવતી હોય તો. આત્મબંધુઓના સમુહવાળા વિશ્વમંદિરમાં પ્રવેશી—સ્વકર્તવ્યતા અનુસાર લાભ લેવા આપવા માટે યથા શાસ્ત્ર, તત્વજ્ઞોના અનુભવેલા સિદ્ધાંતો—પરમ કૃપાનુસાર—પ્રગટ થતા છે—એજ સાહિત્યથી—નીજ પરમ ધનની પ્રાપ્તિ કરવા તત્પર થવાનું આ નિમંત્રણ છે.

**પ્રથમ સાહિત્ય**—વિશ્વમાં પ્રચલિત થતા અનેક ધર્મ-માર્ગો છે. આ માર્ગમાં—મૂળ કારણના શાસન રૂપ—કયા માર્ગથી—હું મારા લક્ષ્યને મેળવી શકું ? વા—સત્યસુખ પ્રદ અભયમાર્ગ કયો છે ? આજ પ્રશ્નના ઉત્તર માટે—સ્વ અધિકારાનુસાર સત્ય સુખપ્રદ માર્ગનું જ્ઞાન આપનાર સાહિત્ય.

**"સનાતન વેદાંન્ત ધર્મ"**

માં

( તત્વ સિધ્ધાંન્તોથી સંમીલન થતા વિશ્વના પ્રચલિત ધર્મ માર્ગોથી થતું સત્યસુખ પ્રદ—આનંદ પ્રદ )

**"અભય માર્ગનું દિગ્દર્શન" છે.**

આ પ્રથમ સાહિત્ય ગ્રંથથી સ્વ અધિકારાનુંસાર નિઃશંકતા પૂર્વક ધર્મ—માર્ગનું જ્ઞાન મેળવવું.

" દ્વિતીય-સાહિત્ય "—મૂળ કારણ પરબ્રહ્મના જયનો ગોતાના ઉપર વિજય થવા-તેમના સર્વમાન્ય-વિશ્વ વ્યાપક સ્વરૂપ-ૐકારની મહત્ માન્યતા પૂર્વક-જનરૂચ્યાનુસાર અધિકાર પરત્વે જણાવેલા-પંચ-પરબ્રહ્મ સ્વરૂપોમાંથી-એક ઇષ્ટનો જય સ્વીકારવા માટે-તેમાં દ્રઢાવનાર સાહિત્ય ગ્રથ.

## શ્રી જય દર્શન

પરબ્રહ્મ ( પંચ ) સ્વરૂપ પ્રકાશ છે.

આ દ્વિતીય સાહિત્ય ગ્રંથથી-પરબ્રહ્મ સ્વરૂપ ઇષ્ટની શાસ્ત્ર સમંત મહાત્તાનું જ્ઞાન મેળવવું.

" તૃત્રિય સાહિત્ય "—પરબ્રહ્મ સ્વરૂપ-સ્વ ઇષ્ટનું, સ્વરૂપ, સ્થાન, શક્તિ, ગુણ કર્તવ્યાદી જાણી-કેવા સાહિત્ય સાધને શરણાંગતિ મેળવાય છે-તેમ-ગુરૂ-પરાત્પર આદિના સ્વરૂપના જ્ઞાનને દ્રઢાવનાર સાહિત્ય ગ્રંથ.

## શ્રી ગુરૂદર્શન * શરણાગતિદર્શન.

" ચતુર્થ સાહિત્ય " મૂળ કારણ પરબ્રહ્મની આજ્ઞા તેજ ધર્મકર્તવ્ય છે. આ કર્તવ્યનું પાલન અધિકારાનુસાર કર્મ-ઉપાસના યોગ-જ્ઞાન માર્ગથી કરી શકાય છે. આવો શાસ્ત્ર સિદ્ધાંત છે. જેથી આ સિદ્ધાંત અનુસાર એ ત્રય માર્ગનું સવિસ્તર દિગ્દર્શન કરાવનારૂં સાહિત્ય.

" પંચમ સાહિત્ય " મૂળ કારણ પરબ્રહ્મની આજ્ઞા, ધર્મ કર્તવ્યથી પરમ ધન શ્રેય પ્રાપ્તિ માટે સ્વ સ્વ અધિકારાનુસાર નિત્ય સ્મરણ કરાવનારૂં આર્તસ્તવન રૂપ સાહિત્ય અને એ સંબંધના જ્ઞાનની પ્રાપ્તિનું સાહિત્ય.




ઉપરોક્ત પાંચ પ્રકારના સાહિત્યથી લાભ લેવા—આપવા અને વિશ્વમંદીરમાં વિશ્વબંધુના સમુહમાં—ધર્મ સાહિત્યે પરમાનંદની વૃદ્ધિ થવા ધર્મવર્દ્ધક માસીક પત્રીકાને સ્થાન આપવા સર્વ સંમતે વિચાર થશે

ઇત્યાદિ લાભાર્થે—આ નીમંત્રણ અપાયલું છે એ સ્વીકારવા તત્પર થવા છેવટમાં આર્ય્યધર્મ સંબંધમાં પ્રચલિત સૂત્ર **यतो धर्म स्ततो जय** યાદ કરાવી ધર્મોન્નતિ ઉપરજ આપણી સ્વ—ગૃહ—દેશોન્નતિ આદી સર્વ ઉન્નતિનો આધાર છે જ્યાં ધર્મ નથી ત્યાં ધાર્મિક નૈતિક શારીરિક તેમ આધ્યાત્મિક ઉન્નતિને બીલકુલ અવકાશ હોતો નથી એવો આપણા ધર્મશાસ્ત્રનો દ્રઢ સિદ્ધાંત પ્રાચિન કાળનાં તત્વજ્ઞોએ પ્રતિપાદન કરેલ છે જ્યાં સુધી આ સિદ્ધાંતે વળગશો નહિં ત્યાં સૂધી ખરૂં શ્રેય દૂરજ છે નિતિનું, ધર્મનું મર્યાદાનુ શિક્ષણ ગમે તેવા નીષ્ઠુર હૃદયને પણ સમય થતાં ઉન્નત પ્રણાલિકા તરફ લઇ જાય છે એ અનુભવ સીદ્ધ વાત છે માટે ધાર્મિક બની—તમારા હૃદયમાં તમારા સ્નેહીમાં, તેવા બીજ રોપો. તે તમને શ્રેયરૂપ ફળ આપશે

એજ ફળ પ્રદાતા જગનિયંતા આ પત્રિકાથી તેવી સન્મતી આ૦ બંધુઓમાં પ્રેરે, એમ યાચી તેમના ચરણ કમળમાં વિરમું છું.

**જયશ્રી સચ્ચિદાનંદ**

મુમુક્ષુઓને સ્વવિચાર જણાવી સાહિત્ય ગ્રંથબોધ લેવાનું મુખ્ય સ્થળ.

**“ શ્રી નારાયણ કીર્તન સમાજ.**

શ્રીરામ કૃષ્ણ ભુવન, સનાતન ધર્મોપદેશક મહારાજ. જે. કે. શર્મા.

મુકામ કતપોર. વાયા અંકલેશ્વર. જીલ્લા ભરૂચ પોષ્ટ હાંસોટ.